શ્રી

# શ્રીનિતી ધર્મદર્શક ગરબાવળ.

દરેક સ્ત્રી વર્ગને માટે અતિ ઉપયોગી. નાટકના સરળ રાહો જેમાં ઊમદા ગરબાઓ અને ગાયન. જ્ઞાનથી ભરપુર છે તેવી.


રચી પ્રસિદ્ધ કર્ત્તા.

**જાગીરદાર. વાગભારથી જીવાભારથી સ્વામી.**

સ્થળ, મોજે ઓગાણુજ તાલુકે દસક્રોઈના.



આવૃતી પેહેલી,



**અમદાવાદ.**

ઘીકાંટે—"જયન્તિ" પ્રીન્ટીંગ પ્રેસમાં.

પટેલ. દેશાઈભાઈ હીરાચંદે છાપી.

**સંવત ૧૯૫૯ સને ૧૯૦૩**

**કીંમત. ૦—૨—૦**

શ્રી

# સ્ત્રીનિતી ધર્મદર્શક ગરબાવળી.

ફક્ત સ્ત્રી વર્ગને માટે અતિ ઉપયોગી. નાટકના સરળ રાહે જેમાં ઉમદા ગરબાઓ અને ગાયન. જ્ઞાનથી ભરપુર છે તેવી.

રચી પ્રસિદ્ધ કર્ત્તા.

**જાગીરદાર. વાગભારથી જીવાભારથી સ્વામી.**

સ્થળ, મોજે ઓગાણુજ તાલુકે દસક્રોઈના.

આવૃતી પેહેલી,



**અમદાવાદ.**

ધીકાંટે—"જયન્તિ" પ્રીન્ટીંગ પ્રેસમાં.

પટેલ. દેશાઈભાઈ હીરાચંદે છાપી.

**સંવત ૧૯૫૯ સને ૧૯૦૩**

**કીંમત. ૦—૨—૦**

# अर्पणपात्रिका.

## માહાદેવી અંબીકા માતાજી,શ્રીને અર્પણ.

### સ્તુતી રૂપે.

ધન ધન હે અંબે માત રે.
લજ્યા રેહેવી તુજ હાથ રે      ધન ધન હે.

अ.  અબળા—પ્રબળા—બાળા—વાળા.  ( ૨ )
તુરંગ—સુસંગ—થાવા—સ્થાપો.  ( ૨ )

ब.  કુમતિ—કાપી—શાંત્તિ—સ્થાપી.  ( ૨ )
વિજય—થાવા—આશિષ—આપી.  ( ૨ )

**સાથે.** શુભ કરો માતુ મારી; અર્પણુ આ બુક સારી. (૨)
ઠરે છે મા દાશ તારો; વાગભારથી વિચારો. (૨)
તારો—માજી—ભવ આ--સારો. (૨)
જય, જય, જય, જય. જય.........ધન ધન હે.

**માજીસાહેબ હરનિશ દિન** સહાય કર્ત્તા; અને સદ્બુદ્ધિ દાતા હોવાથી સદરહું અમુલ્ય ગુણભંડાર એવી શ્રેષ્ટ બૂક માજીને અર્પણ કરી નિશદિન મને યાદ રહેવા માટે શેવામાં મૂકુ છું.

કર્ત્તા શેવક.

**વા. જી. સ્વામી.**

# પ્રસ્તાવના.

દીકરીઓ ગાયનરૂપે ગાતાં શીખી, સદબોધ મેળવે. એવા હેતુથી આ પુસ્તકમાં નાટકના રાહો દાખલ કરી,ઉમદુ શિક્ષણ લેનાર સ્ત્રી વર્ગ માટેજ આ પુસ્તક રચ્યું છે તે વાંચી સાર ગ્રહણ કર્ત્તાને પુસ્તક ની કીંમત માલૂમ પડશે.

ડોળ કરી પ્રસ્તાવનામાં વધારે હિત જણાવવું, એ ઠીક નથી.

કર્ત્તા શેવક.

વા. ૭. સ્વામી

# સ્ત્રીનિતી ધર્મદર્શક ગરબાવળી.

---

## પ્રમાણિકા છંદની દેશી.

૧

પ્રભુજી તાતને નમો
વિચારી આ રૂડો સમો
ભજીલે ભાવ રાખીને
સુસંગ સ્વાદ ચાખીને
વિચારી ધર્મ આપણો
જે મર્મ છે અતિ ઘણો
તે એની લક્ષ ધારજે
થકી આ જન્મ તારજે........પ્રભુજી

૨ રાહ એજન.

સાહે પ્રભુને રાખવા,
રૂચીથી ગુણ ભાખવા.
હિતેચ્છુ શિખ જાણીને,
તમામ ઉર આણીને.
સજીશ શાણુ જો કદી.
મટી જશે દુઃખો રદી,
જીતીસ આ ભવે કરી
નેકી પણે મળે હરિ........સાહે પ્રભુને,

## રાહ સ્તુતી સારંગની દેશી.

૩

સારા ગુણ શાણી સહો. (૨) (ટેક)
બાળાના ધર્મો ઉર ધારી સમજી લઈ ઉત્તમ આરા (૨) સારા.
શીખ રૂડી અંતરમાં ધરજો, જાણી લેજો સઉ ધારા (૨) સારા.
વધારશે યશ જે કોઇ સારો, સજ થાશે શાણી દારા (૨) સારા.
ધારે નહિં ઉરમાંનો એહેની, તે જન્મો કાઢે ઠાલા (૨) સારા.
રોજ વિનયની વિદ્યા ભણશે, ને ઉર ધરશે શુભ ધારા (૨) સારા.
એહેની તે બાળા સુખલેશે, ને શુભ ગુણ નહિ રહે ન્યારા (૨) સારા.
હે એની ધન વિદ્યાને રૂપ, ગુંણને નવ પોહોચે સારા (૨) સારા.
નીતિથી રીતી જે જાણે, સ્વામી સુખ ધરશે દારા. (૨) સારા.

## સ્ત્રીઓના સદ્દગુણી સોળ શણગાર વિષે (ગરબો.)

૪ ( રાહ સખી વિરહી. )

સખી અબળાના શણગાર ચતુર કોઇ જાણે છે.
સખી સમજુ બાળા ખાસ તે ઉર આણે છે.
સખી સાસરીએ જઇ એહ મહા સુખ માણે છે.
સખી એ શાણી પતિચિત પ્રેમજ તાણે છે.........(ટેક)
સુધરેલી શણગારજે ધાતુના નવ ચ્હાય.
બહુ કીમતના ચીરથી મનમાં નહિ હરખાય.
પણ તે સુઘડ સુજાણ ગુંણને માને છે,
સોના રૂપાના ઘાટ તે જુઠ જાણે છે,

તે સજે અંગ શણગાર જોજો કેવારે;
શોભાવે માની સુખ કહુ હું એવારે.

પ્રથમ તણો શણગાર જે સ્વચ્છ ચહે શરીર.
બીજો જે શણગાર તે ચોખ્ખાં પેહેરે ચીર.

શણગાર ત્રીજો જે અંગ સુગંધી ચોળે છે.
ચોથા શણગારે બેશ કેશને ઓળે છે.
શણગાર પાંચમો બેન પવિત્રાઈ પાળે છે,
મુખવાસ કરી હંમેશ મલિનતા ટાળે છે.............સખી.

છઠ્ઠો જે શણગાર તે સજે સકળની નાર.
ભુષણ એવાં પેહેરશે કે જેમાં નહિ ભાર.

ધારે શણગારજ સાતમો હો શાણીરે
કો હરખે સુંણતાં સાદ એવી શુદ્ધ વાણીરે.
શણુગાર ઉત્તમ છે આઠમો એ બેનીરે
હસતે ચેહેરે મુખ હોય એવી રીત જેનીરે........સખી.

નવમો છે શણગાર જે લજ્યા નેણે હોય
ઉકળે મન કો દિન પણ તજે ન લજ્યા તોય.

નમ્રતા દસમો જાણજો હો શાણીરે.
અતિ રાગ સરસ અગીયારમો લ્યો જાણી રે
બહુ સંપ સજે શણગાર બારમો તેતો રે.
વશ કરે કુટુંબનો પ્રેમ ભાવથી એતોરે............સખી.

શણુગાર તેરમો જાણજો પતિવ્રત પાળે જેહ
ચતુરતા ઉર ચઉદમો છે શણગારજ એહ

પંદરમે એની ભાત અને ચીતરવુંરે,
સોળે બણી સદગુરૂ રીત પતિ સુખ હરવુંરે
કહ્યા સોળ રૂડા શણગાર ધરે જે અંગેરે.
તે બેહેની રહેશે રોજ રાચી રંગેરે........સખી,
સદગુણના શણગાર આ સોળ કહ્યા હે શાણુ,
વાગભારથી બાઇની હિત શિક્ષા ઉર આણુ.
સરશે એની સૌ કાજ આ શણગારેરે
નહિં ઉપજે ઉરમાં તાપ અતિશે ભારેરે.
થઇ દયાવંત ઉર ધર્મ સતીના ધરશેરે
તે કુળવંતી ગુણવંત બાળા તરશેરે...............સખી.

## ૫

## ( ગરબો ) રાહ. પુનમચાંદનીનો.

બેહેનો આનંદે આજ મળીએ આપણે રે,
ગાવા ગુણ રૂડેરા થાવાને શુભ કાજ
બેહેની આજે હિત્ શિક્ષા લઇએ આપણેરે........(ટેક)
મળ્યો અબળા કેરો જન્મ અતિ સોહામણોરે;
એવી સોહાવો શુભ સુજશ કેરી ફેર................બેહેની.
કુળવંતી બાળા સદા ઉરમાં આણી ભાવ.
શ્રવણ કરી આશિખને માની લેશે લ્હાવ.
માટે સમજો શાણી બહેનો લેવા ઉરમાં રે
નિચ કિચ સાહેલીનો કરશો નહિં કો સંગ..........બેહેની
સાસુ સસરો જેઠ કે ઘરનાં ભાંડુ સાથ
વિનય થકી બહુ વરતીએ તો રાજી હે નાથ.

માટે બેહેની જેથી લાજ વધે તે માનવીરે
બીજી જીવે તેના જીવતરને ધિક્કાર..................બેહેની
આલસ ચુકે નહિં ચાલતાં જે ખતરાળી ખાય.
કામ વિના પર મંદિરે ભમવાને નવ જાય.
એવી શાણી બેહેની સાહેલીઓ જાણુજે રે.
એના સદગુણો વધે ઉરમાં આણી ભાવ..........બેહેની
ઊંચે સ્વર નવ બોલવું એવું જેવું ફૂળ.
ઘાટ ઘરેણાં ગુંણનાં માની લે ભરપૂર.
જમવા અંગ આભુપણને માટે દમવા નાથનેરે
એવો એ બેહેની ના લાવે કો દિન દાવ............બેહેની
માટે ચેતો આપણે હે બેની આ કાળ.
વાગભારથી ભાઇ કહે દુર્ગુણો સૌ ટાળ.
જેથી જગમાં વધશે બેહેની ઝાઝી આબરૂ રે.
સરશે હિત શિક્ષાથી સૌ બાળાનું કાજ..........બેહેની

૬

## ( ગરબો ) રાહુ ગાજે ગગન ગરરર.

ગુંણ ગાવાના ગરરર ( ૨ )
અબળા અવતારે કેશ અરરર
ફુરે સારાં કામે બેની સરરર ( ૨ )
ફરી ચાલે પ્રભુથી જો થરરર—ટેક, ગુણ ગાવાના.
નિતી રીતિ નિરખતાં રાજી જેકો થાય.
સંસારી માયા વિષે દુઃખથી દૂર પળાય.
માટે નિતીને નિત્ય બેની પાળવી; ધર્મ પોતા પોતા તણાના જાળવી.
દુષ્ટ બુદ્ધિની રીત સહુ ટાળવી—ટેક, ગુણ ગાવાના.

સાહેલી ઉર સમજતું ગરબો ગાઇ ગુણવંત,
હિત અધિક જેમાં રહ્યું તે પાળો ધરી ખંત.
શાણી બાળાઓ શુદ્ધ રીત રાખશે; મૂરખજનનો રૂડેરા તેતો ભાખશે
કેળવાએલી બેહેની ઉર દાખશે—રેક, ગુણ ગાવાના.
સંપી ચાલો સર્વદા કરી બેહેની સત સંગ.
વાગબારથી બાઇની શિખ સ્વીકારો અંગ.
બેની નિશદિન રહેવું શુભ સાથમાં; લાજ વધમા વિચારો એતો હાથમાં
ચિત્ત પ્રોઇ સદાય બેહેની નાથમાં—રેક, ગુણ ગાવાના૦

૭

( ગરબો ) રાહ. વટ સાવિત્રીનો.

સૌ આવો બેહેનો સાથ ગરબો ગાઇએ રે.
બહુ પ્રેમ થકી ગુણવંત શિખ ઉર લઇએરે,
આવો સૌ બેહેની આજ આપણ રમીએરે;
થઇ કેળવણીનાં જાણ અતિશે નમીએરે.
નમ્રતા નિતિને વિવેકે વરીએ...
હિત શિક્ષા ઉર હંમેશ ધરીએ...
ગાળ મુખે કદી ના ઉચરીએરે...
બહુ સંપીને ફરીએ...
શાણી બાળા સર્વદા, ઉત્તમ કરવા કાજ
ચહાશે ઉરમાં પ્રેમથી. વધશે તેથી લાજ—અરે સૌ આવો.
મન સમજી ચાલો બેહેન અબળા અંગેરે
હમેશાં રેહેવું મગ્ન સારા સંગેરે,
ચોરી કે ચાડી કદી નવ કરીએ...

સંગતી દુર સદા પર હરીએ...
સત્ય વૃત સદા આચરીએરે...
બેહેની બહુ ગુણ હરીએ...

ગરબો ગાવા ગામમાં પર ફળીએ જે જાય.
ઓછું કુળ એ નારીનું એમ પરીક્ષા થાય;–અરે સૌ, આવો.

માટે નવ બેહેની રીત એવી ચહીએરે;
પર ફળીએ ગાવા કાજ કદી નવ જઈએરે.
સુધરેલ શાણી એ રીતીઓ રાખે....
સ્વામી ગામીનીને આશિખ ભાખે...
કુળવંત ખુશી શુભ શાખેરે...
બીજી હૈએ ન રાખે...

માટે સજ મન માનુની, બહુ રાખી ઉર ધીર,
શોભા સજવી સત્યની જયમ પીજીએ શુધનીર–અરે સૌ, આવો

---

૮

## ( ગરબો ) રાહ રૂડી રઢીઆળી રાત.

રૂડી અબળાની જાત ( ૨ ) આવોને સૈયર રમીએ ચોકમાં,
કરી ધર્માની વાત ( ૨ ) હરખો શુભ ઇજ્જત લઇને લોકમાં;
ટળે લોકિકમાં દુઃખ તાપ ( ૨ ) ભલી વધે મા બાપ કરી છાપ.
આ રીતે વર્તે જો બેહેની લોકમાં..............................રૂડી.

સૈયર સમજુ કોક જે, સમજે સઘળી વાત.
કુળવંતી બાળા હશે, તે પારખશે જાત.

માટે બેની મનમાં તું સમજી લે વાણી, વિચારી ચાલવા તું ધર્મા લે જાણી.
માટે થઈ જાણુ...છોડી મન તાણુ ( ૨ ) વિચારો વિચારો ચાસો સદાએ. (૨)

અબળાના અવતારથી, બહુ રાખો મરીવાદ;
સુખ દુઃખ ભાગ્યે ભોગવો નવ લ્યો કોઇ વાદ,
હોય ઘેર સુખ દુઃખ ભાગીન પાએ, તોય માની લેવું કર્મ યોગ ના ઉપાએ.
થઇ ગુણવાન...ચુકવું ન ભાન. ( ૨ ) તાન કરી દુભવું ન દેહે કદાએ.(૨)
શાણીનો એ ધર્મ છે, સમજુ પાળે ટેક,
હોય કદી સુખ દુઃખ તોય, આણે નહિં ઉર છેક;
એવી શાણી બાળાઓ સુખ બહુ પામશે; યશ જેના જગતમાંય અતિશે જામશે.(૨)
જોશે નહિ એ કાંય...સમજીને મન માંય. (૨) એની ખ્યાતી તો વધશે સદાએ;
કેળવણી પામી કદી મદ ધરવો ઉર માંય;
એ છે રીતો નીચની જેની નીચી છાંય.
માટે બેની જાણુ શાણુ થઇને સૌ ચાલજો ( ૨ ) હળી મળી સઘળાંથી
વેહેવારે માહાલજો ( ૨ )
શાણી ચેતી લે આજ ( ૨ ) વણુ શેલી બુદ્ધિ ન રાખો લોકમાં;
નથી કુસંગે સાર. ( ૨ ) સારા સત સંગની રહેજો ટોકમાં ......રૂડી.
સ્વામી શેવા ધર્મ એ સહુ બાળાનું કામ;
રંજાડે જે જગતમાં ફોકટ તેની જામ.
એવું જાણે છે કોક ( ૨ ) નીતિ રીતીના ધર્મો કોકમાં,
જન્મ એળે જે જાય. ( ૨ ) નિંદા બહુ પામે મૂરખ લોકમાં.........રૂડી.
માટે બેની આપજો કેળવણીનાં જાણ,
કેહેવાઇએ ક્યારે ભલી જો મેળવીએ વાણ;
શુધ્ધ લાજ પામો રે બેની મારી શુધ્ધ લાજ પામોરે.
જાણીને બેની જો સુધરશો મનમાં, સુખી થશો બહુ આ ભવે તનમાં;
વાર ન લાગે રે, વહાલી હો બેની વાર ન લાગેરે.
આવેલ અવતાર અબળા આ ભવમાં ( ૨ )સ્વામી કહે તે તારો રે...રૂડી.

૯

## ( ગરબો ) રાહ. કહું પ્રિતમજી પુર...

ગાયાં એની આ સ્વર, રૂડુ અબળાનું નૂર; જેને અંગે રાખો હે એની માજારી... ટેક
રે એની માજારી... રે એની માજારી, (૨) રેક, ગાયાં,...
ગુંણ ગાયાં ગરબા થકી પણ જે નવ લે ઉર;
તેને મૂરખ જાણવી કુળહિંણી તે કૂર,
એવા એવા ધર્મો ને ગુંણ નામના. [૨] જાણો જાણો એ આપણાજ કામના (૨)
હે વહાલી શાણ... જાણી લે જાણ. ( ૨ ) રેક, ગાયાં...
સુખી રેહે સંસારમાં, જાણે જે નિજ ધર્મ;
વાગભારથી ભાઈ કેહે, ઓળખજો એ કર્મ;
કહે કરગંરીને બેન સુખ પામવા (૨ ) માની લેજો હિત શિખ સુખ જામવા (૨
થશો બેહેની જાંણ... કેહેવાશો શાણ. ( ૨ ) રેક, ગાયાં........

૧૦

## રાહ. ધનાશ્રી. અદબ. રાખવા વિષે શિખામણ.

અદબ તણી એક રીત બેની જાણો અદબ તણી એક રીત.
ઘેર આવે કોઈ અજાણ્યું તેને ( ૨ ) માન આપો ધરી પ્રિત......બેની.
પર મંદિરે કંઈ કામે જઈએ તો. (૨) ઘરમાં ન જઈએ એ શુભ રીત... બેની.
આગ્ના માગી બેની ઘરમાંહે જઈએ. (૨) ઓળખી સામાની પ્રીત... બેની.
બે જણ વાત કરે કોઈ છાની. ( ૨ ) તે જાણી લેવા ન ધારો ચિત... બેની.
વણ બોલાવ્યાં વચમાં ન વદીએ; ( ૨ ) વાણી વદીએ મુખ શીત... બેની.
વાંસો ઉદર ઉઘાડાં ન રાખીએ; ( ૨ ) બુરાં ન ગાઇએ ગીત......બેની.
કુવા સરોવર કે નદી કાંઠે ( ૨ ) રાખીએ લજ્યા અધિક........બેની.
રસ્તે હસ્તે વાતો ન કરીએ, ( ૨ ) શાણી એ સમજીને ચિત......બેની.

બગાસુ કે ઓડકાર આવે તો. ( ૨ ) આડો હોથ રાખો એ છે રીત...બેની.
સભા માંહે સંભાળીને બેશીએ ( ૨ ) આપણું અડે ન કોને ચીર...બેની.
મત પૂછે કોઇ બેની જેને વિને ( ૨ ) જો જાણો તો કહીએ ખચિત...બેની.
જન મોટા જે રાય કહેવાતા, ( ૨ ) માઝા રાખીએ બહુ રીત...બેની.
કોઇના કરથી ચીઠી કે ચોપડી ( ૨ ) ઝુંટાવી ન ગણીએ ઝીત...બેની.
દીન ચાકર કે મોટા જનને (૨) બોલાવીએ માનથી એ રીત......બેની.
ઘર બાંન્ધુ કે જન સમુહથી ( ૨ ) રાખીએ નિશ દિન પ્રીત......બેની.
કોઇ સાથે નવ લડવી લડાઈ ( ૨ ) હસવું ન ખડ ખડ ખીત ..બેની.
કડવાં વચન સહીએ જો કહે કોઇ ( ૨ ) સમજી રહીએ અથ ઇત...બેની.
ક્ષમા દયાને શાંતી એ મોટાં ( ૨ ) લઇએ ધરી તે ઉર હિત...બેની,
કેળવણી લીધી કેહેવાય ક્યારે ( ૨ ) વચન વદો શુભ નિત્ય......બેની.
પધારો બિરાજો ફરમાવો એવા ( ૨ ) અદબના શબ્દો અધિક..બેની.
સ્વામી કહે એવી જેને અદબ છે. ( ૨ ) કુળવંતી જાણો એ ચિત...બેની.

---

## ૧૧

## રાહ બુલ બુલની દેશી.

### પતિનું સુખ ચાહનાર ને વિચારવા યોગ. શિખામણ.

અરે બેની. જુઓ જેની, સરસ બુદ્ધિ હશે તેની,
સરસ માઝા, અને બેની, વળી વધશે, કિરતી જેની...અરે. [ટેક]
સંયોગે શાણી સદા, જે પરખે પતિ મંન;
નિજ સ્વામીની રીતને, અરપે તન મન ધન,
તો એ બેની, સુખે રેહેશે, અને સારી, માત લેશે.
વળી જગમાં સુખી થાશે લીંન બાળા, તે કેહેવશે......અરે.

પિયરના પૈસા થકી રાજી રેહે નહિં નાથ.
પણ પાળે જો આગન્યા પ્રિતે જોડી હાથ.
થકી સ્વામી, રહે રાજી, ગણે બુદ્ધિ અતિ તાજી;
મળે સુખ ત્યાં, પતિ કેરૂં, અને મોટાઇની બેરૂ,..........અરે.
સોહાવી શણગાર જે મનમાં બહુ મકલાય
અંગ રંગથી રાચતા, જે ધારે નિજ કાય;
મળે નહિં સુખ તે જનને; અતિ દુઃખ દે એવી મનને,
ટળે નહિ તાપ તે મનના; બૂરા શણગારથી તનના........અરે.
માટે શાણી સમજજો. પ્રેમ થકી ભરપૂર,
વાગભારથી ભાઇની હિત શિક્ષા લેઇ ઉર;
નિતી એની; અતિ જાણો, પતિ સુખ પ્રિતથી માણો,
વળી જગમાં સુખી થાશો, અને કુળવંત કેહેવાશો........અરે.

## ૧૨

### રાહ. માઢ.

એની ઉલટ આણી, નિતીઓ જાણી, મહા સુખ માણી. હોજો
આ જીવત જાણ;...( ટેક )
સુખની આશાએ દુઃખને જોતું, એતો છે દુઃખ અપાર; ( ૨ )
અબળાના અવતારમાં એની ( ૨ ) સમજવા બહુ સાર......રે, એની.
કેળવણીનાં જાણ થઇ એની, કરીએ રૂડાં કામ ( ૨ )
સોહાવીએ પતિ માત પિતાને, તો ( ૨ ) ઝાઝુ મેળવીએ માન...રે, એની.
કુળ પોતાનું સારૂ કે બૂરૂ એ, કારથી જાણશે સાર. ( ૨ )
વાગભારથી ભાઇ કહે એની (૨) સમજી આ અવતાર.........રે, એની.

# દુરગુણો તજી સદગુણો વિચારવા વિષે.

## ૧૩

### રાહ. ક્ષત્રી કલંક.

સજો સદ્દગુણો એની આજ; તજો જે દુરગુંણો જાણોરે.
જુઓ હશે જેની જેવી જેવી જાત; જણાશે તેતો ઉર આણોરે.
એની મધુર છે વાણી ગુણ જેહ; જુઓ તે સુખ કેતું માણેરે,
વાણી સરસથી પોપટ પળાય; ધુવડ મારે છુટે પાહાણેરે ૧
નમે નમ્ર ગુણી આંબા સમ જેહ; આંબલી જાતે નવ નમેરે.
ગુણ હશે જેમાં નેતર સમાન; થકીએ એની ઝાઝી ગમેરે,
ભાર મળે નમે નેત્ર જેમ તેમ; નમે છે કુળવંત ભારેરે,
નમ્રતાનો ગુંણ હોય જેમાં એન; થકી તે સારૂ કુળ તારેરે ૨
જુઓ હાથીણી છે મોટી જેની જાત; જાણે છે મર્મ સાચો પોતેરે
તોતે અંકુશથી રેહેછે વશ જાણ; જુઓએ જાતે મોટી તોતેરે.
જેને સત્યની છે ટેક ખરી છેક; કહેશે વાણી સાચે સાચીરે,
જાણે આરશીનો ગુણ એની એહ; થકી એ એની રહેશે રાચીરે. ૩
ફુલે ફુલ સમ ફુલણની જાત, ફુલાને કરમાય કાળીરે,
શાણી શેરડી ન ફુલે રામી ગુણ; સાકર ગોળ ખાંડ વાળીરે,
ફુળ શેળ ભેળ થઈ આપે સ્વાદ; કદી ન અંગ ફુલે એતું રે;
જેને ફળવું છે કદી એક વાર; ઉત્તમ કુળ ખરૂં જેતુંરે. ૪
એની જાતવંત ફુલે ન લગાર; ફુલે છે નીચ કિચ જેવાંરે,
ફુલે માન મળે અતિ જે ગુંમાર; કહું છુ તેને જાણો કેવાંરે,
જેમ ઈંદ્રવરણી શીમળાનાં ઝાડ; સોહાતે અંગ ઝાઝુ કેતુરે;

જેમાં સ્વાદ કે ન મળે રૂડી વાસ, એવું તે માન જાણો એવુ રે. ૫
વળી ફુલે જુઓ ધંતુરાની જાત, કજાત ફળ આપે કેવાંરે
જેને ખાધે જન તુરત હણાય. ફુલાવે ભલે ફુલ એવાંરે
એમ પરખજો હલકી જે જાત. કજાત અતિ ઝાઝુ ફુલેરે.
જેની હશે માથે જેવી જેવી જાત. જણાશે તેતો ભાવ ખુલેરે. ૬
જુઓ રીસામણી જાત જેનો છોડ રીસાળુ એની જાત કેવીરે,
જેમાં ગુંણ નથી ઊત્તમ લગાર રીસાય તોએ રીત એવીરે,
રૂડો કપાસનો છોડ નથી ખોડ ઢાંકે છે સારૂ જગત એતોરે
તોએ મોટાઇ કે નથી જેને માન હંમેશ સારૂ હિત દેતોરે. ૭
જુઓ સુખડ છે અતિ ગુંણવાન સુવાસ આપે ઝાઝી બાળેરે.
જુદ્ય જાય પણ મધુરી દે વાસ. કૌવચ જાતી ખાજ ટાળેરે,
જુઓ ગુંણ એક ચાળણી જે જાત. તજાવી અન્ન છોડાં ખાળેરે.
સદગુંણી સુપડુ જે ભલી ભાત કંકુરા સઉ દુર ટાળેરે. ૮
ફુલ કમળનું સરોવર માંય. ખીલે છે અતિ ભાત વાળુરે.
જળો જાત પણ સરોવર માંય રહે છે જેનું કામ કાળુરે.
ભાસે સાકરને મીઠુ જોતાં એક, સવાદે ગુણ જૂદા જૂદારે,
પીળુ પીતળ સોનાથી કરે સંગ તથાપિ નાવે ભાવ કદારે ૯
છાશ અને દૂધ જોતાં શ્વેત છેક જણાશે છેટે છેટે એતોરે.
પણ પરખાશે વાપરેથી સાર. હશે જે ગુંણ સત્ય તેતોરે.
જુઓ મોતી થાય દરિઆની માંય જુવાર પણ જળે પાકેરે.
બંને છેટે મૂકે જાણે કોય એક, કિંમતે જોર અતિ થાકેરે. ૧૦
વળી વધે ગુણ રૂપથી વિશેષ નરેશ કે કો દીન જુઓ રે.
રહે ગુંણથી અચળ જેનું નામ. ભલે કો જંન દેહે મુઓરે;

જુઓ કોયલના [illegible] જાત. રૂપે છે રાંક ગુણે કેવીરે.
જેના સ્વરનો [illegible] ગણાય ગુણવંત એવીરે. ૧૧
માટે [illegible] સાર, ઉત્તમ વાત ઉરે ધારો રે,
હિત શિક્ષા [illegible] નિકર એની નક્કી હાશે રે;
જુઓ [illegible] સુખ, જવાસા જાતી દુઃખ પામેરે,
એવી બ્રાત [illegible] વાત, વિચારી જોજો ઠામ ઠામેરે, ૧૨

---

૧૪

રાહ. વણજારો.

બેની આવેલ [illegible] સારો, ભલી નિતિથી પાર ઉતારો...(ટેક)
જીવતરનું કારણ [illegible] છે. રહી જગમાં જે સુખ લે છે,
તે ભાવ થકી ઉર ધારો; ભલી નિતિથી...
અવળો રીતે નવ ચાલો, સવળે રહી સુખમાં માહાલો;
આ સફળ કરો જન્મારો. ભલી નિતીથી...
સુંદિર એની ભવ જતનો, નવ મધ્ર કરવો આ તનનો,
શુભ દેહ મળ્યો જે સારો ભલી નિતિથી...
સુખ દુઃખ નવ ધરવુ મનમાં, શાણી સમજી ભઇ તનમાં:
વદે વાગબારથી ધારો, ભલી નિતીથી...

---

૧૫

રાહ. પીલુ.

શાણી બાળા એતો ધર્મ વિચારે; કુળ હિંદુ બાળા એ કાંઇએ નધારે...શાણી.
અબળાના ધર્મો તે અબળાઓ જાણે, (૨) પ્રબળા બાળાઓ અતિશે પ્રમાણે;

માટે હે બેની આ ધર્મો વિચારી. (૨) કેળવણી જાણ થઈ ઉર આણી... શાણી.
સુંદિર શિક્ષા છે આ હિત કાજે (૨) સ્વામી સોહાવે કો બાળા તે છાજે... શાણી.

---

૧૬

**રાહ. પ્રમાણીકાની દેશી.**

વિચારો બેની વાતને,
છે શિખ સર્વ સાથને.
આ મર્મ શાણ જાણશે,
પ્રીતીથી ઉર આણશે.
કનક કદી કટાય નહિં;
કુટિલ શુદ્ધ થાય નહિં,
સજ્જન ગુણ જાય નહિં;
અફીણ મીષ્ટ થાય નહિં,
નિધી કદી ચળાય નહિં;
પાહાણ પાણી થાય નહિં.
કુલહીન સુધરાય નહિ,
કુલીન કુળ જાય નહિં.
માટે આ શિખ જાણવા;
સુધારો ઉર આણવા,
કો કુળવંત ધારશે,
અસાર નહિં વિચારશે.........વિચારો બેની.

---

૧૭

# છેવટે પ્રભુ પાસે માગણીની પ્રાર્થના.

## રાહ સ્તુતી.

પ્યારા પ્રભુ વિનવું રે......(ટેક)

સુખ સંપતિ દાતાર તમે છો, જગત ભકતના છો તારા, (૨)-પ્યારા.
અબળાઓના ધર્મ અમારા, જે જે વર્ણવીયા સારા, (૨) પ્યારા.
તે તે ધર્મો સ્થાવર થાવા. સદ્ બુદ્ધિ બળ દયો દાતા. (૨) પ્યારા.
અંતરયામી અબળાઓને ધાર્મીક તારી છે. વહાલા (૨) પ્યારા.
દ્રોપદી, મિરાં, તોળા, અહલ્યા, આપાવની ગુણિકા દ્વારા (૨) પ્યારા.
ઇત્યાદિક અબળાઓ જેના, કરી કૃપાને ભવ તાર્યા. (૨) પ્યારા.
તો અમ જાતી અબળાઓના, શા અપરાધો છે પ્યારા (૨) પ્યારા.
બાળ તમારાં અમને ધારો, પ્રાણ પતિ નવ રોહો ન્યારા (૨) પ્યારા.
બેઉ કર જોડી અરજ ભાખીએ, સહાય કરો અમને પ્યારા (૨) પ્યારા.
શરણ તમારે રાખો સ્વામી ભવ તારો ઉત્તમ તારા (૨) પ્યારા.
સદ્ બુદ્ધિ ગુણ જાણ થઇને સમજવા સારા ધારા (૨) પ્યારા.
વાગબારથી વદે શિખ તે વસાવજો રદીએ મારા (૨) પ્યારા.



# જાહેર ખબર.

ગ્રાહક મંડળ સર્વેને વિનતિ જે—નીચે જણાવેલાં નવ પુસ્તકો ખાસ તરફથી બની બહાર પાડેલાં છે માટે જોઇએ તો નીચેના શિરનામે મંગાવી લેવા તજવીજ કરશો.

| | |
|---|---|
| ઇશ્વર ભક્ત મંડળ માટે બોધિક ગાયન સંગ્રહ... | ૦—૨—૦ |
| પવિત્ર શ્રી ઇશ્વર સ્તવનાવળી. ... ... | ૦—૨—૦ |
| શિવ સ્તવનાવળી... ... ... ... | ૦—૨—૦ |
| ભક્ત હિત સાગર... ... ... ... | ૮—૨—૬ |
| સતી રૂપાવતી નાટકનાં ગાયનો..... ... | ૦—૨—૦ |
| સતી પ્રભાવતી નાટકનાં ગાયનો... ... | ૦—૨—૦ |
| ચંદ્ર ચક્રાવતી નાટકનાં ગાયનો... ... | ૦—૨—૦ |
| સૃષ્ટી વિલાપ સંવત ૧૯૫૬ની સાલનો ... | ૮—૦—૬ |
| કૃષ્ણ બાળ ચરિત્ર... ... | ૦—૨—૦ |
| કૃષ્ણ બાળ લીલા... ... | ૦—૨—૦ |
| વૈરાગ્ય મણી ( રચાય છે )... ... | ૧—૪—૦ |
| સતી સીતા અને રામ.વિયોગના નાટકનાં ગાયનો | ૦—૨—૦ |
| વિદ્યાર્થીઓનાં પ્રથમથી સાતધોરણ સુધીનાં નાટક... | ૦—૪—૦ |
| સ્ત્રી ચરિત્ર સંવાદ... ... | ૦—૪—૦ |
| સ્ત્રી નિતિ ધર્મ દર્શક ગરબાવળી... ... | ૦—૨—૦ |

ગ્રંથ કર્તા.

**જાગીરદાર. વાઘભારથી જીવાભારથી, સ્વામી.**

નિવાશી, મોજે ઓગણજ, તાલુકે દસક્રોઇના.